પુનરપિ જનનં પુનરપિ મરણું, પુનરપિ જનનીજઠરે શયનમ્;
ઈહ સંસારે ખલુ દુસ્તારે, કૃપયાઽપારે પાહિ મુરારે—ભજ૦ ૪
દિનમપિ રજની સાયંપ્રાતઃ, શિશિરવસન્તૌ પુનરાયાતઃ
કાલઃ ક્રીડતિ ગચ્છત્યાયુસ્-તદપિ ન મુંચત્યાશાવાયુઃ—ભજ૦ ૫
જટિલો મુંડી લુંચિતકેશઃ, કાષાયાંબરબહુધૃતવેષઃ
પશ્યન્નપિ ન ચ પશ્યતિ લોક, ઉદરનિમિતં બહુકૃતશોકઃ—ભજ૦ ૬
વયસિ ગતે કઃ કામવિકારઃ, શુષ્કે નીરે કઃ કાસારઃ
ક્ષીણે વિત્તે કઃ પરિવારઃ, જ્ઞાતે તત્ત્વે કઃ સંસારઃ—ભજ૦ ૭
અગ્રે વહ્નિઃ પૃષ્ઠે ભાનૂ, રાત્રૌ ચિબુકસમર્પિતજાનુઃ
કરતલભિક્ષા તરૂતલવાસસ્-તદપિ ન મુંચત્યાશાપાશઃ—ભજ૦ ૮
યાવદ્વિત્તોપાર્જનસક્તસ્-તાવન્નિજપરિવારોરક્તઃ,
પશ્ચાજ્જર્જરભૂતે દેહે, વાર્તા કોઽપિ ન પૃચ્છતિ ગેહે—ભજ૦ ૯
રથ્યાકર્પટવિરચિતકંથઃ, પુણ્યાપુણ્યવિવર્જિતપંથાઃ,
ન ત્વં નાહં નાયં લોકસ્-તદપિ કિમર્થં ક્રિયતે શોકઃ—ભજ૦ ૧૦
નારીસ્તનભરજઘનનિવેશં, દૃષ્ટ્વા માયામોહાવેશમ્;
એતન્માંસવસાદિ વિકારં, મનસિ વિચારય વારંવારં—ભજ૦ ૧૧
ગેયં ગીતાનામસહસ્રં, ધ્યેયં શ્રીપતિરૂપમજસ્રમ્;
નેયં સજ્જનનિકટે ચિત્તં, દેયં દીનજનાય ચ વિત્તં—ભજ૦ ૧૨
ભગવદ્ગીતા કિંચિદધીતા, ગંગાજલલવકણિકા પીતા;
યેનાકારિ મુરારેરર્ચા, તસ્ય યમઃ કિં કુરૂતે ચર્ચામ્—ભજ૦ ૧૩
કોઽહં કસ્ત્વં કુત આયાતઃ, કા મે જનની કો મે તાતઃ
ઇતિ પરિભાવય સર્વમસારં, સર્વં ત્યકત્વા સ્વપ્નવિચારમ્—ભજ૦ ૧૪
કા તે કાન્તા કસ્તે પુત્રઃ, સંસારોઽયમતીવ વિચિત્રઃ
કસ્ય ત્વં કઃ કુત આયાતસ્—તત્ત્વં ચિંતય મનસિ ભ્રાતઃ—ભજ૦ ૧૫
સુરતાટનીતરૂમૂલનિવાસઃ, શય્યા ભૂતલમજિનં વાસઃ
સર્વપરિગ્રહભોગત્યાગઃ, કસ્ય સુખં ન કરોતિ વિરાગઃ—ભજ૦ ૧૬

**સુચનાઃ**—આ સ્તોત્રના પદચ્છેદ તથા અર્થ મોક્ષમણી પ્રથમ ભાગમાં થઇ ચૂક્યા છે માટે વિશેષ જ્ઞાનના અધિકારીએ તે ગ્રન્થ વાંચવો. તેની કીંમત માત્ર સવા આનો છે પોસ્ટેજ અરધો આનો જુદું.

## મોટા બન્યા–તો એ શું ?

શરીરં સુરૂપં તથા વા કલત્રં, યશશ્ચારૂ ચિત્રં ધનં મેરૂ તુલ્યં;
મનશ્ચેન્ન લગ્નં હરેરંઘ્રિપદ્મે; તતઃ કિં–તતઃ કિં–તતઃ કિં–તતઃ કિં ?
કલત્રં ધનં પુત્રપૌત્રાદિ સર્વં, ગૃહં બાંધવા સર્વમેતદ્ધિ જાતમ્;
ગુરોરંઘ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં, તતઃ કિં–તતઃ કિં–તતઃ કિં–તતઃ કિં ?
ષડંગાદિવેદો મુખે શાસ્ત્રવિદ્યા, કવિત્વાદિ ગદ્યં સુપદ્યં કરોતિ–મન૦
વિદેશેષુ માન્યઃ, સ્વદેશેષુ ધન્યઃ; સદાચારવત્તેષુ મંતો ન ચાન્યઃ–મન૦

× × × × ×

અનર્ઘ્યાણિ રત્નાનિ ભુક્તાનિ સમ્યક્, સમાલિંગિતા કામિની
યામિનીષુ–મન૦

---

### ૫૬.

હાંરે–હરિના ગુણ ગાઇ લ્યોને–ઘડી ઘડીરે–કાયા કેઈ પેર જાશે પડી.
વ્હાલા ગુણ ગાઇ લ્યોને ઘડી ઘડીરે— „
બાપાના ગુણ ગાઇ લ્યોને ઘડી ઘડીરે— „

રાત દિવસ ધંધામાં રજળ્યો, નિંદા કથા મુખ જડી;
જોબનમાં જનમારો ખોયો તારી (૨) તારી મહેનત માથેપડી–હરિના૦

સોનાની ચાંખડીએ ચડતો, તે હીરે ને રત્ને જડી;
વાંકી ફેંટો કલંગીવાળો ભાઇ (૨) જમડા જાશે જડી. હરિના૦

પેરણુ પીતાંબર પલંગે પોઢતો, ને ઓઢણુ તો પામડી;
આલોક સુખમાં ઉંઘી રહ્યો તું તો (૨) (પણ) તારે માથે પડશે તડી,
હરિના૦

નાડી ખેંચાશે ને જીભ ઝલાશે, ત્યારે નીર નહિં ઉતરે નળી;
હજાર વીંછીની વેદના થાશે (૨) જ્યારે સોઇ દીન આવશે ચડી. હરિના૦

મળ્યું ઘણું પણ વાપરી ન શકયો, ને દાટી બેઠો હળી;
ભોજો ભગત કહે અંતે તેની, બાંધી ચાલ્યા ઠાઠડી—ગોવિંદના૦
વ્હાલાના ગુણ૦ બાપાના ગુણ૦

---

### ચોપાઈ.

ટટ્ટા તોડ જગતકો નાતા, નહિં કોઈ માત પિતા સુત ભ્રાતા;
હરિસો હેતુ નહિં કોઇ અપના, જગ વ્યવહાર રેનકા સ્વપ્ના.
ઠઠ્ઠા ઠાકોર પરમ સનેહી, જીનીયે દીનિ યહ સુંદિર દેહી;
નર દેહીકો લ્હાવો લીજે, પ્રેમ મગન હોઈ હરિરસ પીજે.
તત્તા તેરી સફલ કમાઇ, નરદેહી સમરનકો પાઇ;
હરી ભજી ગર્ભવાસસેં છૂટો, રામ નામ એસો ધન લૂંટો.
થથ્થા થોરા જીવન ભાઇ, હરિ બીનું જન્મ અકારથ હોઇ;
ચેતન હોઇ હરિનામ ઉચ્ચારો, તનકી ત્રિવિધા તાપ નિવારો.
દદ્દા દેખ જગત વ્યવહારા, માયા જાલ બંધ્યા સંસારા;
બંધનસેં છુટન જો ચહિએ, શરણુ જાઇ સંતનકો રહીએ.

દોહરોઃ—તુલસી સોઈ ચતુરતા, રામચરણુ લવલીન;
પરધન પરમન હરનકું, વેશ્યા બડી પ્રવીન,

---

## પૂજ્ય બ્રહ્માનંદ સ્વામીનાં કિર્તનો.

### કસ્તુરી તાલ.

હરિનામ સુમર સુખધામ, જગતમેં જીવન દો દિનકા—[ ટેક ]
પાપ કપટ કર માયા જોડી, ગર્વ કરે ધનકા;
સભી છોડ કર ચલા મુસાફ્ર (૨) વાસ હુવા વનકા—જગતમેં૦
સુંદર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા;
છુટા શ્વાસ બિખર ગઈ દેહી (૨) જ્યોં માલા મનકા—જગતમેં૦
જોબન નારી લગે પીયારી, મોજ કરે મનકા;
કાલબલીકા લગે તમાચા (૨) ભુલ જાય ઠમકા—જગતમેં૦
યહ સંસાર સ્વપનકી માયા, મેલા પલ છીનકા;
બ્રહ્માનંદ ભજન કર બંદે (૨) નાથ નિરંજનકા—જગતમેં૦

## રાગ પહાડી–તાલ કેરબા.

હાંરે–મતિ સોના મુસાફર નિંદ ભરી (૨)
તુમ પરદેશી (ચાર) ભુલે પડે હો, યહ સબ ચોરનકી નગરી–મતિ૦
પલપલ છીન છીન તાક લગાવે, ચંપત માલ ચુકા નજરી–મતિ૦
લોક લુંટાઈ ગયે બહુ તેરે, વિરલા જાય બચા ગઠરી–મતિ૦
બ્રહ્માનંદ કરો અબ ત્યારી, રૈન બિતાય ભઇ સગરી–મતિ૦

## કસ્તુરી તાલ ૩.

તેરી શરણુ પડા મેં આય, નાથ મોહે દે દર્શન પ્યારા—નાથ૦
ગોકુલ ઢુંડી મથુરા ઢુંડી, બિંદ્રાબન સારા;
કાશીપુરી સકલ ફિર ઢુંડી, ઢુંડા હરદ્વારા—નાથ૦ તેરી૦
કોઇ વૈકુંઠ કૈલાસ બતાવે, કોઇ સાગર પારા;
કોઇ કહે સબ જગકે ભિતર, વ્યાપક કર્તારા—નાથ૦ તેરી૦
સંત બતાવે ઘટકે માંહિ, પરગટ ઉજિયારા;
કોઈ કહે વો અલખ નિરંજન, સબસેં હૈ ન્યારા—નાથ૦ તેરી૦
ચતુર્ભુજા પીતાંબર સોહે, શીશ મુગટ ધારા;
બ્રહ્માનંદ મેં દર્શન પાઉં, જાવું બલિહારા—નાથ૦ તેરી૦

## કસ્તુરી તાલ ૩.

શરણુ પડેકી લાજ આજ તુમ રાખો ભગવાના—લાજ૦
જપ તપ યોગ યજ્ઞ નહિં કીન્હા, નહિ તિરથ દાના;
બિરથા બીત ગઇ સબ ઉમરા, વિષયન ભરમાના—લાજ૦ શરણુ૦
સતસંગતમેં બૈઠ તુમ્હારા, કિયા ન ગુણુ ગાના;
ભવસાગર જલ દુસ્તર ભારી, કૈસે તર જાના—લાજ૦ શરણુ૦
ચોરાસી લખ જીવ જૂન મેં, પુનિ પુનિ ભટકાના;
તુમ્હારે ભજન બિના નહિં કબહું, હોય મોક્ષ પાના—લાજ૦ શરણુ૦
દીન દયાલ દયાકે સાગર, તુમ સબ ગુણુ ખાના;
બ્રહ્માનંદ મેં દાસ તુમ્હારો, મુજે ન બિસરાના—લાજ૦ શરણુ૦

## કસ્તુરી તાલ ૩.

તુમ જાય બસે મોહન મથુરા, ગોકુલ કબ આવોગે.
નાથ ! ગોકુલ કબ આવોગે–હાં–તુમ જાય૦
મોર મુગટ પીતાંબર માળા, ગલ પહરાવોગે;
જુમના તટપર ગ્વાલનકે સંગ, ધેનુ ચરાવોગે—નાથ૦ તુમ૦
મીઠી ધૂનસેં શ્યામ મનોહર, બેનુ બજાવોગે;
બિંદ્રાબનકી કુંજ ગલિનમેં, રાસ રચાવોગે—નાથ૦ તુમ૦
છીન છીન સખિયનસેં દધિમાખન, કબ અબ ખાવોગે;
રાધા પ્યારિ શોચ કરે મન, ફિર મિલ જાવોગે—નાથ૦ તુમ૦
અખિયાં તરસ રહિ દર્શનકો, કબ દિખલાવોગે;
બ્રહ્માનંદ હમારે મનકી, આશ પુરાવોગે—નાથ૦ તુમ૦

---

## ભૈરવી તાલ.

મેરી આલીરિ, (મોહિ) શ્યામ સુંદીર દીખલા દે રે—મેરી૦
બિન દર્શન મોહે ચૈન ન આવે, ચંદ્રવદન દિખલા દે રે—મેરી૦
સાંવરી સુરત–મોહની મુરતરી, મુજકો આજ મિલા દે રે—મેરી૦
જુમનાકે તટપર બંસરી બજાવે, મધુરી ટેર સુના દે રે—મેરી૦
બ્રહ્માનંદ ચરણ બલીહારિ, નેના સફલ કરવા દે રે—મેરી૦

---

## પદ.

( નામ સ્મરણમાં પ્રીતિ કરો. )

રામે રામ રટોને જગમાં, જે ડાહ્યા ને શાણા (૨)
રામ રસાયણ મીઠો મેવો, સકળ શાસ્ત્રનો સાર;
ઉંચ નીચનો મેળ નહીંને (૨), રામ રટેથી પાર—રામે રામ૦
પાઠ પુજા યોગ યજ્ઞ તે, નામ સમાન ન આવે રામ;
હરતે ફરતે સૂતે બેઠે (૨), જો ઉભરાણો આવે—રામે રામ૦
યાજ્ઞવલ્કયે કહ્યું ભારદ્વાજને, શીવ પારવતી નારિ રામ;
કાગ ભુશંડિએ કહ્યું ગરૂડને, નરલે નામ બલીહારિ—રામે રામ૦

---

## પદ.

કાંઇ નથી જોતા કૃષ્ણ ! કૃપા જ્યાં કરોછો રે;
કુડી કૃતિ હોય તેને, રૂડી માની હ્યોછો રે—કાંઇ નથી૦
અરધે દ્વારે ગુણકાને વૈકુંઠ પમાડી રે;
સંત બીજા પડ્યા રહ્યા, જપતા રામ દાડી રે—કાંઇ નથી૦
નહીં તેનું નહીં જેનું, ભાવ્યું તેમુ ભાવ્યું રે;
કૃપાના સમુદ્ર મારા, તમથી ચાલ્યું આવ્યું રે—કાંઇ નથી૦
એવી દયા દયા ઉપર, કયારે કરશો રીજી રે;
કૃપાના સમુદ્ર મારા, પ્રાણ પતિ શ્રીજી રે—કાંઇ નથી૦

---

## હરીગીત.

દીધે કરોડો દામ, માનવ દેહ આ મળતો નથી,
તે પણ વૃથા કહેવાય, જો હરિ ચરણમાં હળતો નથી;
રાજી રહે અંતર વિષે, શું રામ રટતાં થાય છે,
જન જાણ યૌવન જાય છે, ધન જાય છે તન જાય છે. ૧

તારૂં નથી તલભાર, આ સઘળું સદા જાનાર છે,
ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે;
કોને ખબર છે કાલની, ક્ષણમાં જનારો દેહ છે,
એ સિદ્ધ વાત વિષે તમોને, આજ શો સંદેહ છે? ૨

નિંદ્રા અને આળસ તજી, જોતાં નથી કાં જાગીને,
સંતાઇ જાશો કયાં કહો, યમદૂત આગળ ભાગીને;
નિર્ભય થવા મન હોય તો, કલ્યાણનું સાધન કરો,
ગઇ પળ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો. ૩

કલ્યાણનાં ને ઉદયનાં, સાધન સમગ્ર તૈયાર છે,
હાથે ચડયો હીરો ખુવે તે, મૂર્ખનો સરદાર છે;
અંધા થઇ અમૃત વિસારી, ઝેર શાને સંઘરો,
ગઇ પળ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો. ૪

કેશવકૃતિ.

---

## મીરાં ગાય છે-પદ.

બોલમા બોલમા બોલમા રે,
રાધાકૃષ્ણ વિના બીજું બોલમા

સાકર સેરડીનો સ્વાદ તજીને,
કડવો તે લીંમડો છોલમા રે—રાધાકૃષ્ણ૦

ચાંદા સુરજનું તેજ તજીને;
આગીયા સંગાતે પ્રીત જોડમા રે—રાધાકૃષ્ણ૦

હીરા માણેક જવર તજીને,
કથીર સંગાતે મણી તોલમા રે—રાધાકૃષ્ણ૦

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
શરીર આપ્યું સમતોલમાં રે—રાધાકૃષ્ણ૦

---

## કિર્તન.

તારો નેડો લાગ્યો મોકુ રાજા રણછોડરે (૨)
રાજા રણછોડરે-રંગીલા રણછોડરે. તારો૦

અધમ ઓધારણ નામ તમારૂં, મહાતમ તેનું મોટુંરે;
હરતે ફરતે તુજને સમરૂં, બાકી સરવે ખોટુંરે. તારો૦

કાશી દેખી દેખી દ્વારકા, તીરથ દેખ્યાં આઆંરે;
સત સંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઆરે. તારો૦

ભવસાગરમેં ડુબ પડાહું, સગા સંબંધી લુંટેરે;
દાસ કહે જો દયા કરો તો, ભવના બંધન તુટેરે. તારો૦

# હૉટલ બહિષ્કાર.

(એક કવિ)　　　હરીગીત છંદ.

ઓહ ચાહ તારી ચાહના, જ્યાં ત્યાં વિશેષ વધી પડી,
પૉ ફાટતાં મોં ફાટતું, તુજ માટ તલસે જીભડી;
દાતણ કર્યું કે ના કર્યું, પણ રાંડ નજરે તું ખડી,
ઢીલા જીવોને તુજ વિના, નથી ચાલતું હજી પા ઘડી.
આર્યને અનાર્ય કરવા, હીંદમાં તું ઉતરી,
ઓલ આર ઇકવલ તેં ગણ્યા, તું સર્વને સરખી ઠરી;
કોઇ વખત તું મોડી મળે તો, હૃદય ઝટ દેતું રડી.
પોચા જીવોને તુજ વિના, નથી ચાલતું હજી પા ઘડી.

(રાગ-મરશીયા).

હાય-હાયરે-હિંદુપણું જાય હાલ્યું,
હિંદુપણું જાય હાલ્યું, બૂટ પાટલૂને ઘર ઘાલ્યુંરે-હાય હાયરે૦
પાયખાનામાં બીડીઓ ફુંકે, પાન ચાવતાં ચાવતાં થુંકે,
રીતભાતને માળવે મુકેરે—　　　　હાય હાયરે૦
પાઠ પૂજન ક્યાં સાંભરે છે! ગુણદોષથી કોણ ડરે છે!
ધર્મ મેલીને દૂર ફરે છે રે—　　　　હાય હાયરે૦
પીએ ખારનાં ખાટાં પાણી, બહુ બાટલીના ગુચ તાણી;
પંડિતાઇપર ફેરવે પાણી રે—　　　　હાય હાયરે૦
વેદ શાસ્રની વાત ન માને, ભલે કહ્યું હોય ભગવાને;
જાય મરડાતા અભિમાનેરે—　　　　હાય હાયરે૦
કહે કેશવ ક્યાં જઇ કહીએ, હાય હોળી બળે છે હૈયે;
મન મારીને મુંગા રહીએરે—　　　　હાય હાયરે૦

## જુવાનીઆઓ કહે છે કે-અમે તો સુધર્યા-સાંભળો—રાજીયો.

સંતો સુધારે શું કર્યું? હાંરે કરી જો જો વિચારરે—
—સંતો સુધારે શું કર્યું?
ધર્મ જાય છે ઢોલ વાગતોરે, વળે કર્મોની કાણુરે;
શરમ રહી નથી આંખની, હાંરે-મર્મ પહોંચ્યો મશાણુરે. સંતો૦
સંતો સુધારે શું કર્યું કરી જો જો વિચારેરે— સંતો૦
આચારનો અંતકાળ છે રે, સાવ વંઠ્યો વિવેકરે;
ઇશ્વરમાં આસ્થા નહિં, હાંરે-તર્ક કરે અનેકરે.
સંતો સુધારે શું કર્યું— સંતો૦
માથાં બધાંના બોડકાંરે, શૂન્ય સૌનાં કપાળરે;
શિખા સુત્રે શરમાય છે, હાંરે-ગમે આગળ વાળરે. સંતો૦
હંસ જેવા ઉજળા ફરેરે, કામ કાળાં કરાયરે;
વિશ્વાસ ક્યાં કરવો હવે, હાંરે-કોણુ સાચો સહાય રે. સંતો૦
જ્ઞાન ભંડાર ઘરમાં ભર્યા રે, જાય બીજાને હાથ રે;
પોતે રહ્યા પેટ કુટતા, હાંરે-જેમ અંધા અનાથ રે. સંતો૦
નારીઓ પણ નકટી થઈ રે, જાણે વેશ્યા બાજંદ રે;
અંગનો રંગ દેખાડતી, હાંરે-નાથ ઝાલે છે હાથ રે. સંતો૦
ઝીણાં શરીરે લૂગડાં રે, અંગ આખાં દેખાય રે;
પાનની પટ્ટીઓ ચાવતી, હાંરે-નહિં લેશ લજાય રે. સંતો૦

[ સ્ત્રીઓનાં આવાં વર્તનથી-આવીફેશનથી-વ્યભીચાર ઘણોજ સામાન્ય બની ગયો છે. લોકો પામર બન્યા છે. સુધરેલા લોકો પણ 'આ પાપ છે' એવું સમજી શક્યા છે. નાટક, સીનેમા, અગર નાચ વિષયોના પોષક છે. ]

ખર્ચ વધ્યા ખાનપાનનાં રે, ક્યાંક અન્નના ઉચાટ રે;
શોભા જણાવવા સાચવે, હાંરે-કાચવાળા કબાટ રે. સંતો૦

વ્હાલા ભાઇઓ અને બ્હેનો!

કાન હોય તો સાંભળો-આંખ હોય તો જુઓ-અને બુદ્ધિ હોય તો વિચાર કરો. વિચાર કરતાં કાંઇ લાભ જણાય તો હજી પાછા વળો. દેશનું, પ્રજાનું અને ધર્મનું હિત ચાહો તો-હૉટલો, ડેરીઓ બંધ કરાવો. નાટક, સીનેમાનો ત્યાગ કરો. પાછા વળો. હતા ત્યાં આવો, જે જોઇએ તે મળશે.

## પદ.

કૃષ્ણ તે કંઠ કેરૂં ઝુમણુંરે લોલ, હરિ હૈયાના હાર મારા વ્હાલા!
વ્હાલાં લાગો છો વ્રજ લાડીલા—પ્યારાં લાગો છો લટકાળા—
મોર મુગુટ સોહામણોરે લોલ (૨) કુંડળ ઝળકે છે કાનજો—વ્હાલાં૦
ભાલે તિલક કેસરતણુંરે લોલ (૨) ખીટલીઆળા કેશજો—વ્હાલાં૦
કંઠે તે કંઠી તુળસીતણીરે લોલ(૨) માંહે ગજમુક્તાનો હારજો—વ્હાલાં૦
બાંહે બાજુબંધ બેરખારે લોલ(૨) માંહિ કંકણુનો રણુકારજો—વ્હાલાં૦
કેડે પીતાંબર કસકસેરે લોલ (૨) પાયે ઝાંઝરનો ઝણુકારજો—વ્હાલાં૦
બ્રહ્માદિક સેવા કરેરે લોલ (૨) તે તો દીઠા ઠાકોરની માંયજો—વ્હાલાં૦
હાં—હાં—હાં—કૃષ્ણ—કૃષ્ણ—કૃષ્ણ—

---

## સંસારમા સુખી કોણ?

### રાજીઓ.

ઓ રામરે દેખી દુનિઆ દુઃખી, તે નહીં સ્વપ્ને પણ સુખી;
ઓ રામ—રામ—રામા—હરિ ઓ રામ—રામ—રામા.
ઓ રામરે—કોઇ કાયાના રોગી, નહીં નીરાતવા ધનભોગી;
કોઇ વહાલાના વિયોગી—ઓ રામ-રામ—રામા. હરિ—ઓ૦
ઓ રામરે—કોઇને બળાપો મનમાં, વળી ખોડ ખાંપણ તનમાં;
વળી કોઇને દુશ્મન મનમાં—ઓ રામ—રામ—રામા. હર—ઓ૦
ઓ રામરે—કોઇને માથે દેણું, કોઇને ડુબેલુ લેણું;
કોઇને શીર વંધ્યામેણું—ઓ રામ—રામ—રામા. હરિ—ઓ૦
ઓ રામરે—કોઈ તન મન ધનના દુઃખી, કોઇ આશા ભાવના ભુખી;
કોઇ ઇર્ષા ભાવમાં સુખી—ઓ રામ—રામ—રામા. હરિ—ઓ૦

### ત્યાર તો સમજ.

ઓ રામરે—તું મારગ મુકી ચાલ્યો, બહુ ફોગટ ફુલ્યો ફાલ્યો;
મહા વીષય વ્યાળને ઝાલ્યો—ઓ રામ—રામ—રામા. હરિ—ઓ૦
ઓ રામરે—ઠાઠ રચે છે ઠાલા, તને લાગે વિષય વ્હાલા;
બહુ પીધા વીખના પ્યાલા—ઓ રામ—રામ—રામા. હરિ—ઓ૦
ઓ રામરે—અક્કલ તારી શી ઉઠી, જમપૂરી માની જુઠી;
મુરખ મેલે નહી મુઠી—ઓ રામ—રામ—રામા. હરિ—ઓ૦

ઓ રામરે–ભવના બહુ લાગા ભામા, તેં કીધા અવળા કામા;
હજુ બહુ હલકો તું થા મા—ઓ રામ–રામ–રામા. હરિ–ઓ૦
ઓ રામરે–માન કહ્યું તું મારૂં, તેં કામ બગાડયું તારૂં;
તું પ્રભુ ભજે તો સારૂં—ઓ રામ–રામ–રામા. હરિ–ઓ૦
ઓ રામરે–તમે દીલમાં દીનતા લાવો, તમે પ્રભુ ભજનમાં આવો;
તમે રામ નામ વરતાવો—ઓ રામ–રામ–રામા. હરિ–ઓ૦
ઓ રામરે–આ ઉત્તમ અવસર પામી, સમરા નહીં સારંગ પ્રાણી;
તે રહી ગઇ તુજમાં ખામી—ઓ રામ–રામ–રામા. હરિ–ઓ૦

ભજન.

ખટપટને તજી દેનેરે, આ ભગવતને ભજીલેનેરે;
રૂડા રણછોડને ભજી લેનેરે—ઓ મનવા.
ભાઇ તારે માથે ભારી, વધી છે જવાબદારી;
ઉરમાં ઉતારી ધારી એ લેરે—ખટપટને તજી દેનેરે૦
સતસંગ સેવા કરી લે, ભજનના ભાથા ભરી લે;
તેથી ભવસાગરને તું તરીલેરે—ખટપટને તજીદેનેરે૦
નથી કોઇએ અહીં તારૂં, મિથ્યા માને મારૂં મારૂં;
એવું સમજે તો ખાલી શું છે રે—ખટપટને તજીદેનેરે૦
શીખામણ સાંભળ છેલ્લી, હવાની હવેલી મેલી;
મોક્ષમંદિરના બેલી એ છેરે—ખટપટને તજીદેનેરે૦

## મ્હેનો ગાય છે.

મન મારૂં મુંઝાય—ભક્તિ કરૂં તે કેમ શ્રી હરિ! (૨)
ઉઠું પ્રાતઃકાળ, ભેળાં રોતાં ઉઠે બાળ;
તેનો મોટો જંજાળ, મન મારૂં મુંઝાય—ભક્તિ૦
તેની કરૂં ખટપટ, તેને છાના રાખું ચટ;
તેને સંભાળુ પટ, મન મારૂં મુંજાય—ભક્તિ૦
ધણી કહે છે વચન, ઘરમાં થોડું છે અન્ન;
કાલે શેનું ભોજન? મન મારૂં મુંઝાય—ભક્તિ૦

ઇત્યાદિ વગેરે.

૫૬.

સીતાપતિ રામની સેવા, જાણો મન મીઠા મેવા;
કમાઇ તું શી કમાયો, ગીરધર લાલ ન ગાયો. ૧—સીતાપતિ૦
બેઠાં બેઠાં ફેરવ્યું નાણું, ન જાણ્યું રાત કે વ્હાણું;
માળા તને ન ગમે દીઠી, નિંદા તને લાગે મીઠી. ૨—સીતાપતિ૦
ડહાપણે તો દાટ વાળ્યો, ધરમનો મારગ ટાળ્યો;
ચતુરાઇ ચૂલે ચડી, હરિ ભજવાની ઘડી. ૩—સીતાપતિ૦
જોબનીયું અટકું લટકું, ઘડી એક ચારનું ચટકું;
જુવાનીના જોરમાં માતો, હીંડે જાણે રંગમાં રાતો. ૪—સીતાપતિ૦
કાયા તારી કાચનો કૂપો, કાળ તને ખાય છૂપો;
પરપોટો ફૂટી જશે; શી ગતી તારી થશે. ૫—સીતાપતિ૦
આવ્યો ત્યારે લાભ લેવો, બેઠો અહીં મુળગું ખોવા;
આવ્યો તારે બાંધી મૂઠી, જમડા તને લેશે લુંટી. ૬—સીતાપતિ૦
[ રાવણ જેવા હઠી ગયા ] વિગેરે.

## મીરાં ગાય છે.

હું તો પરણિ—હું તો પરણિ—હું તો પરણિ—
મારા પ્રીતમની સંગાત, બીજાનાં મીંઢાળ નહીંરે ધરૂં—હું તો પરણિ૦
ઘઉંરે ચોખલીઆ રાણા, નથી મારે જમવારે;
ટુકડા માંગીને અમે ખઇશું—અમે ખઇશું (૨) હું તો પરણિ (૩)
હીરના ચીર રાણા! નથી મારે પહેરવારે;
ધોળાં પહેરીને અમે ફરશું—અમે ફરશું (૨) હું તો પરણિ (૩)
મોતી કેરી માળા રાણા, નથી મારે પહેરવીરે;
તુળસીની માળા પહેરી ફરશું—અમે ફરશું (૨) હું તો પરણિ (૩)
બાઇ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વ્હાલા;
તમને ભજીને થઇ છું ન્યાલ—હવે ન્યાલ—સદા ન્યાલ
—હું તો પરણિ (૨)
એક એક શ્વાસો મારો સવા સવા લાખનો—પ્રેમ કેરે દોરડે પરોવું,
હું તો ભૂલી—હું તો ભૂલી(૨)—મારા અંતર્યામી રામ—
સંસાર આરે હો સખી. વિગેરે.

**'કાશી યાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે.'**

અમેરે ગયાતા તિરથ કરવા, નાથને નજરે નિહાળ્યા,
પાપ બધાં તથા પડતાં મૂક્યાં, ને ધરમના મારગ ઝાલ્યારે,
(પણ) તમે–આ લીંટે લીંટે જાઓરે—ખાડામાં છે ખદબદીયાં.
ગંગારે નાહ્યા, અને જુમનારે નાહ્યા, નાહ્યા ત્રવેણીને તીર;
પાપ તણી ત્યાં પ્રતિજ્ઞા કીધીરે–મુખે ન કહીએ એવી વાણી,
(પણ) તમે–આ લીંટે લીંટે૦
ગોકુળ મથુરા અમેરે ગયા'તા, ને ધરમની કીધી કમાણી;
છાપ મરાવી માળા ઘાલી, તીલક લીધાં અમે તાણીરે–
(પણ) તમે–આ લીંટે લીંટે૦
સમશ્યા કીધી તે બાપા! અમેરે સમજ્યા,
ને ચીંતા ન કરશો ત તણી,
જાત્રા તમારી સફળ જાણજો, નક્કા વાતો અમે જાણી.
અમે–લીંટે લીંટે જઇશુંરે–ખાડામાંથી લેશું ખદબદીયાં.
[ ચતુર વાણીઓ ચેતી ગયો–તે પણ કડતાળ લઇને ઉતરી પડયો. ]
અરે ઝાઝે દીવે તો થાય દીવાળી, અને મોટે દીવ થાય હોળી;
રામો અને રતનો બે ભગત થયા, પણ આખર કોળીના કોળીરે–
દિકરા ડાહ્યા તે સમસ્યામાં સમજી ગયા.
આવા ભગતડા અનેક જગતમાં, ને ભેખ ધરાવે ઝાલી ઝોળી;
સંતદાસ સાધુ બનીને, ભરમાવે દુનિયા ભોળીરે–
દિકરા ડાહ્યા ત સમશ્યામાં સમજી ગયા.

---

**[ ઘૂવડે પૂછયું ચામાચીડીયાને–અને ચામાચીડીએ વાગોળની સલાહ લીધી. ]**

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપત્તિ મેલી, તારી નજરો આગેજી. ૧
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી. ૨
જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી. ૩

મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહીં કોઈ રાગીજી;
બહાર તાકી રહી બીલાડી, લેતાં વાર ન લાગીજી. ૪
આજકાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અભાગી, અંતે ફજેતી થાશેજી ૫

## મૂરખ કોણ ?

મૂરખો રળી રળી કમાણોરે—માથે મેલશે મોટો પાણો;
ધાઈ ધૂતી ધન ભેળું કીધું, અને કોટી ધ્વજ કેવાણો;
પુણ્યને ખાતે પાઈ ન વાપરી, અધવચમાં લુંટાણોરે—મૂરખો૦
ભર્યા કોઠાર તારા ધર્યાજ રહેશે, અને નહિં આવે સાથે એક દાણો;
મશાણની રાખમાં રોળાઈ ગયા, કોણ રંક ને કોણ રાણોરે—મૂરખો૦
(ભોજો ભગત)

## પૂરણ ભાગ્ય કોનાં ?

પુરણ ભાગ્ય જાકો—સીયા રામ રામ ગાવે.
સીઆ રામ રામ ગાવે—સીતા રામ રામ ગાવે— પૂરણ૦
અડસઠ તીરથ ચારે ધામ, ગંગાજીમેં નાવે;
જોગને સમાધી રામનામ તુલ્ય ન આવે— પૂરણ૦
હવન—હોમ—યોગ—યજ્ઞ, લક્ષપૂજા કરાવે;
તેથી નામ મહિમા મોટો, નીગમ નેતિ ગાવે— પૂરણ૦
કામ, ક્રોધ, લોભ છોડી, રામજીકો ગાવે;
ધર્મ, અર્થ, કામ, મોક્ષ—ચારૂ ફલ પાવે— પૂરણ૦
આઠ જામ સમર રામ, શ્વાસોશ્વાસ ગાવે,
કહે રણછોડ પંખી કાગ, હંસ બની જાવે— પૂરણ૦

## શ્રીકૃષ્ણે ગોપીઓને ઠગી.

અરે હાં—પરમ સનેહી ઘનશ્યામલડો, જાદુગારો ધુતારો
કશુ કર ગયોરે, કામણગારો ધુતારો કશુ કર ગયોરે. હાં પરમ૦
દેખ દીવાની છેલ ગુમાની, મરમાળી મુરતી ઉર ધરી ગયોરે—
હાં પરમ૦

જીવન પ્રાણ સુજાન હમારો, અંગ ભુવન ભુવન રસ ભરી ગયોરે. ,,
કામણગારો છબીલો મતવાલો, હસિ હેત દેખાડી ચિત્ત હરી ગયોરે—
દાસ દયાનો પરમ સનેહી, વ્રજનારી મોરારી વશ કરી ગયોરે ,,

---

## શ્રીકૃષ્ણ ગાયો ચારવા જાય છે.

કૃષ્ણ કાળારે મારા ચીતડાના ચોર, છૈયા નંદનારેમારા કાળજાની કોર.
ખભે ઓઢયો કામળો—ને તેનો કાળો રંગ,
ઓ જાય—ઓ જાય વંદ્રાવનચંદ—કૃષ્ણ૦
પીળાં પીતાંબર—લકુટીયા છે લાલ, ગાવા ચરાવન ચાલે નંદલાલ—કૃષ્ણ૦
બજાવે બંસરી—ધીમે ધીમે લાલ, સખી મણીનો સ્વામી વ્રજલાલ—કૃષ્ણ૦

---

## હરિ ક્યાં વસતા હશે?

હાંરે હરિ વસે હરિના જનમાં, તમે શું કરશો જઈ વનમાંરે?
હરિ વસે૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો? પ્રભુ નથી કોઇ અરણ્યમાંરે—હરિ૦
કાશી જાઓ ભલે ગંગાજીમાં નાહવો, પ્રભુ નથી પાણી પવનમાંરે—
યોગ કરો, ભલે યજ્ઞ કરાવો, પ્રભુ નથી હોમ હવનમાંરે—હરિ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હરિવસે હરિના જનમાં—હરિ૦

શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કે—

न रोधयति मां योगो, न सांख्यं धर्म एव च।
न स्वाध्यायस्तपस्त्यागो, नेष्टापूर्तं न दक्षिणा ॥
व्रतानि यज्ञछंदांसि, तिर्थानि नियमा यमाः।
यथा वरुंधे सत्संगः, सर्वसंगापहोहि माम् ॥

શ્રીમદ્ ભાગ. સ્કંધ ૧૧ અ. ૧૨–૧

ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે—

श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्–ज्ञानयज्ञः परंतप।
सर्वं कर्माखिलं पार्थ, ज्ञाने परिसमाप्यते ॥ અ. ૪–૩૩

શ્રીભગવાન્ નારદને કહે છે કે—

नाहं वसामि वैकुंठे, योगिनां हृदयेऽपि न।
मद्भक्ता यत्र गायंति, तत्र तिष्ठामि नारद ॥

---

## સંતોના દર્શન.

ધન્ય આજ ઘડી, સંત પધારી પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને અમને દર્શન દીધાં.
હરિજન છે હરિ સરખા હેલીરે, એમને મળીએ મરજાદા મેલીરે;
થાય અરસ પરસ આનંદ હેલીરે—ધન્ય આજ૦
સંત વૈકુંઠ પાતને અતિ પ્યારારે, સંત બ્રહ્માનંદ રસ પીનારારે;
એવા સંત નથી હરિથી ન્યારારે—ધન્ય આજ૦
સંત ભેટે તો ભવદુ:ખ દૂર પળેરે, પરમાર્થરૂપ પરબ્રહ્મ મળેરે;
એનું લખ ચોરાશીનું ગમન ટળેરે—ધન્ય આજ૦
કહે પ્રીતમ પૂર્વનાં પૂણ્ય ફળ્યાંરે, જેને આંગણે હરિજન આવી મળ્યાંરે;
તેને ઉર આનંદના ઓઘ વળ્યારે—ધન્ય આજ૦

---

## સદ્‌ગુરૂ.

સદ્‌ગુરૂ સંગે રહીએ રંગે, આનંદ-વાધે અંગે;
પૂરણ પ્રેમ તરંગે, પ્રભુને નિહાળીએરે—સદ્‌ગુરૂ૦
નયણે નિરખું હઇડે હરખું, નહિં કોઇ શામળીયાના સરખું;
અલબેલા વ્હાલા શું અંતર વાળીએરે—સદ્‌ગુરૂ૦
આનંદકારી અખંડ વિહારી, ગોપીવર ગીરધારી;
હું બલિહારી વારી તારા નામનેરે—સદ્‌ગુરૂ૦
જ્યાં જેવો ત્યાં તેવો તે તો, અકલ સ્વરૂપી એવો;
સ્નેહ ધરીને સેવો સુંદર શ્યામનેરે—સદ્‌ગુરૂ
રમતાં રામ નિરંતર ન્યાળો, હું મારા ને નિશ્ચે ટાળો;
પ્રીતમ પ્રેમે પાળો, નાતો નેહનોરે—સદ્‌ગુરૂ૦

---

## સમજીને.

આ દુર્લભ મનુષ્યા દેહનો લાવો લીજીએ,
એક ઘડી તો લાખેણી વહી જાયજો—આ દુર્લભ૦
આ જુઠા જગતની સાથે ઝઘડો ન કીજીએ,
અંતે સાચો બેલી સીતારામજો—આ દુર્લભ૦

મનુષ્યા દેહ પામ્યો તું મોંઘા મૂલનો, કોટી જન્મના
પુણ્યતણો નહીં પારજો;
માથાને સાટેરે જીવન નહીં મળે,
એક ઘડી તો લાખેણી વહી જાયજો—આ દુર્લભ૦
વ્રજવાસી ગોપીએ લ્હાવો લુંટીઓ, મુકી દીધી કાંઇ
માત પિતા કુળ લાજજો;
સાચું રે સગપણુ તે શામળીયા તણું,
સરીયાં સરીયાં વ્રજવનિતાનાં કાજજો—આ દુર્લભ૦
આ તન-મન-જોબન રે રંગ પતંગનો, જોત જોતામાં
વણસી તેતો જાયજો;
અંતરમાં ઓળખી લે આતમ રામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાયજો—આ દુર્લભ૦

---

## હરિથી કોણ મોટું ?

હરિસે કોઇ નહિં બડા દિવાના ! ક્યું ગફલતમેં પડા ?
ક્યું ગફલતમેં પડા-દિવાના ! ક્યું ગફલતમેં પડા ? ટેક.
પ્રલ્હાદ બેટા હરિસેં લપટા (૨), લોહ સ્થંભ કડકડા—દીવાના૦
ગોપીચંદ ઓર ભરથરી રાજા (૨), માલ મુલક સબ છોડા—દીવાના૦
પુંડરીકને સેવા કીની (૨), વિઠ્ઠલ ઈંટ પર ખડા—દીવાના૦
કહત કબીરા સુનોભાઇ-સાધુ !(૨) હરિચરણે ચિત્ત ચડા—દીવાના૦

---

## રાજીયો.

કઠણુ ચોટ છે કાળનીરે, મરણુ મોટેરો મારરે
કંઇક રાજા ને કંઇક રાજીયા, હાંરે મેલી ચાલ્યા સંસારરે-
હેતે હરિરસ પીજીએ.
સંસાર ધુમાડાના બાચકારે, સાથે આવે ન કોઇરે;
રંગ પતંગનો ઉડી જશે; હાંરે જેમ આકડાનું તૂરરે.— હેતે૦
કોનાં છોરૂ ને કોનાં વાછ-રે, કોનાં માય ને બાપરે;
અંતકાળે જવું એકલું, હાંરે સાથે પૂણ્ય ને પાપરે— હેતે૦

માળી વીણે રૂડાં ફુલડાંરે, કળીઓ કરે છે વિચારરે;
આજનો દિન રળીયામણો, હાંરે-કાલે આપણા એ હાલરે-હેતે૦
જાયા તે તો સરવે જશે રે, નથી કોઇ રહેનારરે;
મરનારાને તમે શું રૂઓ, (હાંરે) રોનાર નથી રહેનારરે-હેતે૦
દાસ ધીરો રમે રંગમાં રે, રમે દિવસને રાતરે;
હું ને મારૂં-મિથ્યા કરો, (હાંરે) રમો પ્રભુ સંગાથરે-હેતે૦

## સમરણ.

સમર સમર મન શ્યામ સુંદિરકું, કયા મુખ બકબક કરતા હે? (૨) ટેક૦
જેહિ દિયા નર દેહ અમુલખ, તાકું નહિં સમરતા હે;
કામ ક્રોધ મદ લોભ અગ્નિમેં, અહોનિશ અંતર જલતા હે-સમર૦
નિશદીન કાળ ખડા શિર ઉપર, તાતેં કછું નહિં ડરતા હે;
પરધન પરતીય કારણ તત્પર, ફૂટે નેનસેં ફરતા હે-સમર૦
કોન ગતિ મેરી હોયગી આખર, એસા ન મનમેં ધરતા હે;
જેમ ઉંદરડો દારૂ પીકર, મસ્તાના હો ફરતા હે-સમર૦
વિગેરે.

૨

ભજ મન ગોવિંદા-ગોવિંદા, હાંરે તું છોડ જગતકા ફંદા-ભજ૦
નિરાકાર નિર્લેપ નિરંજન, સત્ ચિત્ આનંદા (૨);
જાકો બ્રહ્માદિક મુનિ ગાવે, પાવે સુખકંદા— ભજ૦
રામકૃષ્ણ પરબ્રહ્મ સનાતન, ગાવત મુનિવૃંદા (૨);
તાકો જો અવતાર કહત હે, સો નર મતિમંદા— ભજ૦
સદ્ગુરૂ કરૂણા કરી મિટાયો, મમ ભવદુઃખફંદા (૨);
દેવકૃષ્ણ પદ પૂરણ પાયો, એહી મન પરમાનંદા— ભજ૦

## લેહ લાગી.

લેહ લાગી મને તારી મોહનજી, લેહ લાગી મુને તારીરે (૨) ટેક.
કામજ મૂકયું ને ધામજ મૂકયું (૨) મન ચહે છે મોરારી
મોહનજી—લેહ૦

ખભે છે કામળી ને હાથે છે વાંસળી (૨) ગોકુળમાં ગાયો
ચારી–મોહનજી—લેહ૦
સોળ સહસ્ર ગોપીઓને તમેજ વરીયા (૨) તોયે તમે બાળ
બ્રહ્મચારી–મોહનજી—લેહ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર (૨), ચરણુ કમલ
બલીહારી–મોહનજી—લેહ૦

---

## શું મૃત્યુને પણ ભૂલ્યા છો?

જમ દે નિત્ય ઝપાટોરે–કોઇ ચેતનહારા ચેતો (ટેક)
ઠીઠી ઠીઠી દાંત કરો શું, પળમાં બગડે પીઠી;
દીઠી દીઠી ઘણાની બગડી, ચડપ આવી ગઇ ચીઠી—જમ દે૦
માત પિતા જાણે દિકરો મારો, થાય દિન દિન મોટો;
મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઇ ખોટો—જમ દે૦
બંધવ જાણે બંધવ મારો, જીવો જુગોજુગ જોડી;
કાળ અચાનક આવી પકડશે, તુરત નાંખશે તોડી—જમ દે૦
નારી જાણે મુજ નાવલીઓ, અમર તપો અવિનાશી;
એક દિન ઝટિયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાસી—જમ દે૦
સોળ અંગ શણગાર સજીને, માયામાં શું રીઝો;
એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલવો બીજો—જમ દે૦
દર્પણ લેઇ શું મુખડું દેખો, સમજો જમની શેહમાં;
એક દિન કરશે કાળ કોળાહળ, ચડપ સુવારે ચેહમાં—જમ દે૦
દારા પુત્ર પરિવાર તજીને, જાવું મિલ્કત મેલી;
ઋષિરાજ રઘુનાથ વિના, નથી કોઈ બરાબર બેલી—જમ દે૦

---

જબરો કાળ ઝપાટોરે–માથે મરણ બીક છે મોટી—ટેક૦
જંતર જાણો મંતર જાણો, તંતર જાણો ટાળા;
મોત બડા મરદામ મરદ જ્યાં, ધ્રુજી પડે ધારાળા—જબરો૦
વૈદ્ય બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળા કુટી;
ખૂટી તે તો જરૂર ખૂટી, ખૂટીની નહિં બૂટી—જબરો૦

ભોંયરૂં ખોદો શિખો સરોદો, તત્ત્વ વિચારો તાજા;
નાડી ભેદમાં દાડી રમો પણ, વળશે ઉંધા વાજાં—જબરો૦
જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકનના કાઢો;
જમ કિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો—જબરો૦
વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દૂજે;
પકડે આવી કાળ પલકમાં, જીવડલો શું ઝુઝે—જબરો૦
રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો;
દરદ મરદને ગરદ કરી દે, મોત મરદ છે આખો—જબરો૦
ધરમ ધરો અધરમને મેલી, ખાંતેથી લ્યો ખેલી;
ઋષિરાજ રઘુનાથને વિના કોઇ, નથી બરાબર બેલી—જબરો૦

---

નિશ્ચે રહેવું નથીરે, કોઇ ચેતનારા ચેતો—ટેક૦
ફાલ્યા ફુલ્યા શું રે ફરો છો? જુઓ વિચારી મનમાં,
વણસંતા કાંઇ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં—નિશ્ચે૦
× × × × ×
ડહાપણ ડાહ્યા કોમળ કાયા, ઉડ્યા પલકમાં એતો;
કેડા મોરે વાર નથી કાંઈ, ચૂપ કરીને ચેતો—નિશ્ચે૦
કાશીવાશી અતી ઉદાસી, જંગલવાસી જોગી;
કાળ જપટમાં ચપટ થયા કોઇ, ભાત ભાતના ભોગી—નિશ્ચે૦
મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી;
કાળ કોળીયો કરી ગયો કુણ, કીતાબવાળા કાજી—નિશ્ચે૦
સગાં સંબંધી રૂવે સ્વારથે, વનિતા રૂવે વરેલી;
ઋષિરાજ રઘુનાથ વિના કોઇ, નથી બરાબર બેલી—નિશ્ચે૦

---

જુઠું જુઠું જીવતર ખરૂં જાણુમાંરે—જુઠું જુઠું૦
જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહભરેલી માયા;
કાચ કુપો છે કાયા, મમતા વધારમાંરે. જુઠું જુઠું૦
સહાય તે છત કોની છાજી, તે દેખી શું થઇએ રાજી;
આતશ બાજી આશા-લાંબી આણુમાંરે. જુઠું જુઠું૦
ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટ્યો પરપોટો;
ખેલ બધો એમ ખોટો, સુરખા માણુમાંરે. જુઠું જુઠું૦

ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે;
નરક ભર્યું નવદ્વારે, વપુ વખાણુમાંરે. જુઠું જુઠું૦
ફેલ કરીને ફોગટ ફટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો;
ભેદ વિના તું ભટકયો, ચારે ખાંણુમાંરે. જુઠું જુઠું૦
પરખિ લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ લેને જાણી;
પૃથ્વીમાં જેમ પાણી, ઠરે નીચાણુમાંરે. જુઠું જુઠું૦
જાચું તો જગજીવન જાચું, નાચું તો હરિ આગળ નાચું;
ઋષિરાજ કહે રાચું સંતસમાજમાંરે. જુઠું જુઠું૦

પદ.

જોબનકી મગરૂરી મત કરના, દીન ચારકા હે ચટકા;
રૂપ દેખકે કર્યું મન રાચો, રામભજનસેં ક્યો લટકા—જોબનકી૦
જાયા સોઇ આખર મરનેકા, રૈન દિન મનમેં ખટકા;
જાગેગા કોઇ વીરલા જોગી, નેન નિંદસેં નહીં મટકા—જોબનકી૦
ગોરખ જાગ્યા કબીરા જાગ્યા, કાળ મારી કીનો કટકા;
સિદ્ધ ચૌરાશી સો પણ જાગ્યા, જીનકા મન જગસેં અટકા—જોબનકી૦
સાધુ સંતકી સેવા કર લો, માયા જાલમાં કર્યું અટકા!
સત્ય અસત્ય કો દોર ન ચુકો, ખરા ખેલ જર્યું હે નટકા—જોબનકી૦
સમજે ઉસકું સુખદ જગત્ હે, અણુસમજું કું હે ભટકા;
સમજ્યા સોઇ નર પ્રભુ ભજતહે, અણુસમજું ખાતા જટકા—જોબનકી૦

## હીત વચનો.

એરનકી ચોરી કરે, કરે સોયકા દાન;
ઉંચ ચડકે દેખતે, આવત કર્યું ન વિમાન? સીયાવર૦
કરણિ કરતા કાગકી, ચલે હંસકી ચાલ;
પુંછ પકડ શીયાલકા, કીસવીધ હોવે ન્યાલ. સીયાવર૦
ઉપરસેં ભગવાં ધરે, મનમેં રાખે રાંડ;
તુલસી કીડા લીમકા, કર્યું કરી ચાખે ખાંડ. સીયાવર૦
કહેણી મીસરી ખાંડ હે, રહેણી તત્તા લોહ;
કહેણી રહેણી એક હોય, એસા વિરલા કોઈ. સીયાવર૦

લઘુતામેં પ્રભુતા બસે, પ્રભુતાસેં પ્રભુ દૂર;
કીડી મીસરી ચુગતે, ગજ ઉઠાવે ધૂર. સીયાવર૦
તુલસી ગર્વ ન કીજીએ, રંક ન હસીયે કોઇ;
અપનો નાવ સમુદ્રમેં, ના જાને કયા હોઇ. સીયાવર૦
કંચન ત્યાગો સહજ હે, સહજ ત્રિયાકા નેહ;
માન બડાઇ ઇર્ષા, તજવો દુર્લભ એહ. સીયાવર૦
નીચ બહોત તરી ગયે; સંત ચરણ લવલીન;
વર્ણાશ્રમઅભિમાનમેં, ડુબે બહોત કુલીન. સીયાવર૦
ચતુરાઇ ચૂલે ચડી, ઑલે પડ્યો આચાર;
તુલસી ભગવદ્ ભક્તિ બીન, ચારે વર્ણ ચમાર. સીયાવર૦
કામ ક્રોધ મદ લોભકા, જબલગ મનમેં ધ્યાન;
કયાં પંડિત કયા મૂરખા, દોનો એક સમાન. સીયાવર૦
ગોધન–ગજધન–વયધન, ઔર રતન ધન ખાન;
જો આવે સંતોષ ધન, સબ ધન ધૂળ સમાન. સીયાવર૦
સત્સંગ અરૂ હરિકથા, તુલસી દુર્લભ સોય;
દારાસુત અરૂ લક્ષ્મી તો, પાપીકું ઘર હોય. સીયાવર૦
'રામ રામ' સબ કોઇ કહે, ઠગ ઠાકોર અરૂ ચોર.
બીના પ્રેમ રીઝે નહિં, તુલસી નંદ કિશોર. સીયાવર૦
મનકે હારે હાર હે, મનકે જીતે જીત;
મન મિલાવે રામકું, મનહિ કરે ફજેત. સીયાવર૦

---

## ધૂનો.

૧ મુગટપર વારિ જાઉં, નટવર નંદા–નટવર નંદા—
રઘુકુલ ચંદા—મુગટ૦

૨ વીઠ્ઠલ વેગે વહેલા આવો. માળા મોગરાની લાવો;
માળા મોગરાની લાવો મહેતા નરસિંહને પહેરાવો.

૩ જય જય દીનાનાથ દીનબંધુ, જય જય કેશવ કરૂણાસિંધુ.

૪ શ્રીમન્ નારાયણ નારાયણ–નારાયણ;
હરિનું ભજન કરો તો ભવપારાયણ—શ્રીમન્૦

૫ કૃષ્ણ-કૃષ્ણ-કૃષ્ણ કહો, કૃષ્ણ મેરે ભાઇ રે;
અંતકાલે તારે તેની સાચી છે સગાઇ રે—કૃષ્ણ૦

૬ માયામાં મનડું મોહ્યું રે—પામર પ્રાણી;
પ્રભુ માંહિ ચિત્ત ન પ્રોર્યું રે—પામર પ્રાણી.

## તારૂં કયાં સુધી?

चेतोहरा युवतयः सुहृदोनुकूलाः ।
सद्बांधवाः प्रणयनम्रगिरश्च भृत्याः ॥
गर्जंति दंतिनिवहास्तरलास्तुरंगाः ।
संमिलने नयनयोर्–न हि किंचिदस्ति ॥

સાચા ભક્તોને ચિંતા શી?

भोजने छादने चिन्ता, वृथा कुर्वन्ति वैष्णवाः ।
यो विश्वंभरो देवः, भक्तान् किं उपेक्षति ॥

સત્સંગ શું ન કરી શકે?

असज्जनो सज्जनसंगयोगात्–करोति दुःसाध्यमपीह साध्यम् ।
पुष्पाश्रयाच्छंभुजटाधिरूढा, पिपिलिका चुंबति चन्द्रबिंबम् ॥

महानुभावसंगर्गः, कस्य नोन्नतिकारकः ।
रथ्याम्बु जाह्नवीसंगात्, त्रिदशैरपि वन्द्यते ॥

गंगा पापं शशी तापं, दैन्यं कल्पतरुर्यथा ।
पापं तापं च दैन्यं च, हरेत्साधुसमागमः ॥

## થાળ (૧).

છાનો માનો છેંડે આવે માવલા જો;
ઘેર મ્હારે એજીની બીક જો. છાનો૦

બાઈ મીરાંના સ્વામી વ્હેલા આવજોરે.
ઝાંપલીઆમાં જમજો હાથે ઘર જો. છાનો૦

દૂધડીઆ લાવુંરે ગોરી ગાયના જો,
છલાણામાં માગી લાવું ઘેંશ જો. છાનો૦

આલર વઘાર્યાં આળા તેલમાં જો,
ઉપર આહું મરીઆળા શા મગ જો. છાનો૦
ફરસા લાગે તો ફેર માગજો જો,
આપણા ખેતરમાં પાકયા ઢગ જો. છાનો૦
બંટી બાવટાનો રામ રોટલો જો,
ટાઢો છે પણ લાગે મીઠો દૂધ જો. છાનો૦
ભેળા બેસીને સીરાવશું જો,
(હું તો) લળી લળી જોઉં તમારૂં મુખ જો. છાનો૦
જળ જુમનાની ઝારી પાન બીડલા જો,
હાથ ધોઇને લેજો મુખવાસ જો. છાનો૦
પથારી કરી આલુ પરાળની જો,
ઉપર આલુ ચલાખાની સોડ જો. છાનો૦
બાઈ મીરાંના સ્વામી સુખે પોઢજો જો,
હરીજનને દેજો ભક્તિ દાન જો. છાનો૦

## થાળ (૨).

લાવે લાવે લટકન્તિ વ્રજનારી, કે મેવા લાવે મીઠડારે લોલ.
વ્હાલા મ્હારા ભક્ત તણે ઘેર આવો, કે શીલ સ્વભાવનારે લોલ.
વ્હાલા મ્હારા સંસારમાં એક સાર, કે જેણે હરી દીઠડારે લોલ.
વ્હાલા મ્હારા આવ્યા વીદુરને ઘેર, કે ભાજી ચાખવારે લોલ.
વ્હાલા મ્હારા લાડુને કંસાર, જલેબી ઝુલતીરે લોલ.
વ્હાલા મ્હારા પેંડાને પકવાન, પતાસાં પ્રેમનાંરે લોલ.
વ્હાલા મ્હારા તુલસીના પત્રે ધરાવું, કે ભુખ્યા હરી ભાવનારે લોલ
વ્હાલા મ્હારા જળ જુમના ભરી ઝારી,કે આચમન લીજીએરે લોલ.
વ્હાલા મ્હારા બીડલે બાસઠ પાન, કે તાંબુલ લીજીએરે લોલ.
વ્હાલા મ્હારા લવીંગ સોપારીને એલચી, મુખવાસ કીજીએરે લોલ.
વ્હાલા મ્હારા હરિજન ભાવથી માગે, કે ભક્તિ દીજીએરે લોલ.

## મુખવાસ.

લેતે જાનેરે શામળીઆ–બીડી પાન પાનકી,
બીડી પાન પાનકી, રે–બીડી પાન પાનકી. લેતે૦
કાથો રે ચુનો રામા લવીંગ સોપારી,
બીડી બની હૈ નાગરપાન પાનકી— લેતે૦
હમ તુમ મીલકર ચોસર ખેલે,
બાજી બની હૈ દીલો જાન જાનકી— લેતે૦
બિંદ્રાબનકી કુંજગલનમેં,
જોડી બની હૈ રાધે શ્યામ શ્યામકી— લેતે૦
ચંદ્ર સખીરે ભજો બાલકૃષ્ણકું,
જય બોલોરે–રાધે શ્યામ શ્યામકી— લેતે૦

## વિદાય.

વ્હાલાંરે સંતોને જય જય સીતારામ.
હાં હાં રે–મારા હાલતી વેળાના રામ રામ.
હાં હાં રે–સૌ હરિજનને મારા પ્રણામ—વ્હાલા૦
ક્યાં થકી આવ્યા, અને ક્યાં તમે જાશો;
હાંરે–તેનો જરૂર કરજોરે વિચાર—વ્હાલા૦
સત્સંગ કરજો, અને ભવસાગર તરજો;
હાં હાં રે મનુષ્ય દેહનો એજ છે લાભ—વ્હાલા૦
વિગેરે.

૨

ફરી તમે આવજો—ફરી તમે આવજો—
હે–સાચી પ્રીતિ તો શ્યામ સાથે નીભાવજો—ફરી૦
સુખના સંદેશા કોઇ સાથે કહાવજો—ફરી૦
રસના રૂપાળીને રામ રટાવજો—ફરી૦
મનથી મોહન સંગ મોરચો મચાવજો—ફરી૦
રાધાના સ્વામી સંગ રાસ રચાવજો—ફરી૦
ગિરધર ગોવિંદ ગાઈ ગામને ગજાવજો—ફરી૦
હૃદીયામાં હરિનામ હીરા જડાવજો—ફરી૦
બસ–બસ–ફરી તમે આવજો—ફરી૦

## આરતી.

કમળ નયન શ્રીપતિ-પુરૂષોત્તમ પ્યારા (૨) પ્રભુ.
નટવર નંદ દુલારા (૨) જય જય રઢીઆળા-જય રાધા રમણા૦
જય રાધા રમણા-પ્રભુ જય રાધા રમણા,
કુંજ બિહારી દયાળુ (૨) જય પાતક હરણા—જય રાધા૦ ૧
શંખ ચક્ર વેણુ રાજુ શ્રીભોવન શ્રીપુરારી (૨) પ્રભુ.
શ્રીધારી મોરારી (૨) જય મોરલીવાળા—જય રાધા૦ ૨
ગોવરધન તોળ્યો, ગોકુળને તારી (૨) પ્રભુ.
ઈંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી—જય રાધા૦ ૩
શ્રી રણછોડ રાયા મોહન વનમાળી (૨) પ્રભુ.
મનમંદીરમાં વસીયા (૨) વસતા સુખકારી—જય રાધા૦ ૪

## કથા ઉઠતાં બોલવાની સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન, હરણ ભવભય દારૂણં;
નવકંજલોચન કંજમુખ કર-કંજ પદકંજારૂણં. ૧
કંદર્પઅગણિત અમિત છબિ, નવનીવ નીરદ મંદર;
પટપીત માનહું તાડત રૂચિ, શુચિ નૌમિ જનકસુતાવરં. ૨
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ, ઉદાર અંગ વિભૂષણં;
આજાનુભુજ શરચાપધર, સંગ્રામજિત ખરદૂષણં. ૩
ભજ દીનબંધુ દિનેશ દાનવ, દલન દૂષ્ટનિકંદનં;
રઘુનંદ આનંદકંદ કૌસલ-ચંદ દશરથ-નંદનં. ૫
ઇતિ વદતિ તુલસીદાસ શંકર, શેષ મુનિમન રંજનં;
મમહૃદયકંજ નિવાસકુરૂ, કામાદિ ખલદલ ગંજનં. ૫

કથા વિસર્જન હોત હે, ચલે વીર હનુમાન;
જે જન આયા જહાં થકી, ત્યાં ત્યાં કરો પ્રયાણ-સીયાવરં૦
નહિં વિદ્યા નહિં બાહુબલ, નહિં ખરચનકો દામ;
મોસેં પતીત નિભાવહું, દિનબંધુ ભગવાન-સીયાવર૦

અચ્યુતં કેશવં રામનારાયણમ્, કૃષ્ણદામોદરં વાસુદેવં હરિં;
શ્રીધરં માધવં ગોપીકા વલ્લભં, શ્રીજાનકીનાયકં શ્રીરામચંદ્રમ્ ભજેત.
ધુન—હરિહરિ-રાધાકૃષ્ણ-ગોવીંદ-ગોપાલ-વાસુદેવ.

# મોક્ષ મંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો

## ( સાદાં અને સસ્તાં-ઉપદેશ સચોટ )

મોક્ષ મંદિરમાં થતાં વ્યાખ્યાનો મોક્ષ પત્રિકા નામના માસીક [illegible] [illegible] છે તે દરેક સાલના પાકાં પુંઠાથી બંધાવેલાં પુસ્તકોની કીંમત [illegible] સાથે નીચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| સંવત ૧૯૭૬–૭૯–૮૦–૮૧ દરેક પુસ્તકના | ... | રૂ. ૨—૬—૦ |
| સંવત ૧૯૭૭–૭૮ દરેક પુસ્તકના | ... ... | રૂ. ૨—૨—૦ |
| ગર્ભોપનિષદ્ | ... ... ... ... | રૂ. ૦—૨—૬ |
| મણિરત્નમાળા તુલસીદાસજી કૃત | ... ... | રૂ. ૦—૨—૬ |
| **શ્રી શંકરના ગ્રન્થો—** | | |
| સાધન પંચક સાથે વિવેક ચૂડામણિ–દેહનિરૂપણ | ... | રૂ. ૦—૧૧—૬ |
| આત્મબોધ, તત્ત્વબોધ દરેકના | ... ... | રૂ. ૦—૩—૬ |
| ચર્પટપંજરિકા તથા મોહમુદ્દગર દરેકના | ... | રૂ. ૦—૧—૬ |
| વેદાંતના બે પુષ્પો દરેકના | ... ... | રૂ. ૦—૧—૬ |
| શ્રીમદ્દ ભગવદ્દ ગીતા પ્રથમ અધ્યાય ... | ... | રૂ. ૦—૪—૦ |
| ,, ,, ,, બીજો અધ્યાય ... | ... | રૂ. ૦—૬—૦ |
| મોક્ષવાણી તુલસીદાસજીની રામાયણના ઉત્તમ પ્રસંગો | | રૂ. ૦—૮—૦ |
| ,, ,, ,, ગ્લેઝ કાગળ સાથે | | રૂ. ૦—૧૨—૦ |

( પોસ્ટેજ બે આના જુદું )

| | | |
|---|---|---|
| પાતંજલયોગદર્શન ક્રિયા યોગનું પ્રકરણ | ... | રૂ. ૦—૯—૬ |
| રઘુવંશ બે સર્ગો અંગ્રેજી–ગુજરાતી ભાષાંતર પદચ્છેદ સાથે | | રૂ. ૦—૧૨—૦ |
| ,, ત્રીજો સર્ગ ગુજરાતી પદચ્છેદ તથા ભાષાંતર સાથે | | રૂ. ૦—૬—૦ |

( પોસ્ટેજ બે આના જુદું )

તમે ક્યાં છો? દરેકની કીંમત ૦–૦–૩ એક રૂપીયાની ૭૫ નકલ, ૫૦૦ નકલના રૂ. ૫–૦–૦

પ્રભુ કેમ દૂરના દૂર?
કર્મ–જ્ઞાન અને ભક્તિ
દિવાળી કેવીરીતે ઉજવશો?
ધાર્મિક પ્રથમ પોથી

} દરેકની કીંમત ... રૂ. ૦—૦—૬
એક સાથે સો નકલના રૂ. ૨—૮—૦
પોસ્ટેજ દરેક નકલનું ૭ પાઈ જુદું
એક સાથે સો નકલનું પોસ્ટેજ ચૌદ આના જુદું.

| | | |
|---|---|---|
| ચરોતર યાત્રા પ્રસંગ | ... ... ... | રૂ. ૦—૨—૬ |
| શ્રીરામ અને રામાયણ | ... ... ... | રૂ. ૦—૧—૬ |

જોઇએ તો લખો:— વ્યવસ્થાપક.

ઠે. મોક્ષ મંદિર–અમદાવાદ.